


## દેશી બામોનો સરદાર.

# અમૃતાંજન (રજીસ્ટર્ડ.)

માથાનો દુઃખાવો, લચક; અકડી ગયલા સાંધાઓ; નજલો, સંધીવા તથા અનેક પ્રકારના દુઃખાવા ઉપર એક ઇલાજ છે.

અમૃતાંજનની અસર કેવળ ચમત્કારિક છે. એકવાર અજમાવી જુઓ. કીંમત ડબી દીઠ માત્ર આના દશ.

**દરેક ઠેકાણે વેચાય છે.**

# અમૃતાંજન ડીપો.

૧૦૯. ફ્રીઅર રોડ—મુંબઇમાંથી મળે છે.

સરળ વાર્તામુક્તાવલિ.

પુષ્પ ત્રીજું.

# સૌભાગ્ય દેવ.

એક રસિક ટુંકી વાર્તા.

લેખકઃ—સત્સસુખ વી. હોરા, બી. એ.

ફરજનું કરજ—ચાલુ વાર્તા.

લેખકઃ--વીરબાળ હ. મહેતા.

પ્રકાશકઃ-મોતીલાલ શામળદાસ શર્મા.

૧૦, સેન્ડહર્સ્ટ રોડ,-મુંબઈ.

લવાજમ,

બાર પુષ્પનું રૂા. ૧-૦-૦ (પોસ્ટેજ સહિત.)

છુટક નકલ—એક આનો.

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
ગુજરાતમાં ટુંક સમયમાં

લોકપ્રિય થયેલું

# અઠવાડિક પત્ર.

# ભારત-સેવા.

દર શુક્રવારે પ્રગટ થાય છે.

ઠેકાણું:—મેરીન ક્રોસ લેન, બેંક સ્ટ્રીટ, કોટ,—મુંબઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૮-૦.

તંત્રી:—હરજીવન કાલિદાસ મહેતા.

ભારત-સેવા:—

ભારતના રાજકીય, સામાજીક અને ધાર્મિક વિષયો નિષ્પક્ષપાતપણે ચર્ચે છે.

ભારત-સેવાનો ઉદ્દેશ ભારતીય ભાંડુઓની સેવાજ છે.

# સાહિત્યમાળા.

સ્ત્રીવિભાગ—મણકો ૧ લો.
થોડા વખતમાં છપાશે.

રા. રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાકૃત.

## "રાસવલ્લભ."

આ પુસ્તકમાં સ્ત્રીઓને ઉપયોગી પચાસ રસિકડા
રાસ પ્રકટ થશે.

ગુર્જર સુન્દરીઓ માટે આ એક અત્યુત્તમ
પુસ્તક થશે.

પ્રકાશકઃ—મોતીલાલ શામળદાસ શર્મા.
૧૦ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪.

# પ્રસ્તાવના.

સરળ વાર્તામુક્તાવલિનું આ ત્રીજું પુષ્પ રા. સત્વસુખરામ વી. હોરા બી. એ. એમણે લખ્યું છે. આપણા જીવનના કેટલાક અગમ્ય લાગતા પ્રસંગોનું રહસ્ય સમજાવવા એ વાર્તામાં પ્રયત્ન થયોછે તે વાંચકવૃંદને પસંદ પડશે એવી માન્યતા છે.

આ મુક્તાવલિનો નિભાવ થાય અને એનો ફલવિસ્તાર વધે માટે એ જરૂરનું છે કે ગ્રાહકોની સંખ્યા મ્હોટી હોવી જોઇએ. દરેક ગ્રાહક જો પાંચથી દશ ગ્રાહકો મેળવવાનો પ્રયત્ન કરે તો આ કામ કઠીન નથી; અને તેમ થાય તો વર્ષમાં બારને બદલે બાવન વાર્તાઓ આપી શકીએ.

કાગળના ભાવમાં હવે બહુ ઉછાળો નહિ થાય એવી આશા હતી તે એકદમ ભાંગી પડીછે. વાર્તાવલિ પ્રકટ કરવા માંડયા પછી કાગળના ભાવો એકદમ વધી પડયા છે. એટલે અનિચ્છાએ કિંમત એકને બદલે દોઢ આનો રાખવી પડી છે. છતાં કાયમના ગ્રાહકોનું લવાજમ વધાર્યું નથી. જેઓનું લવાજમ હજુ આવ્યું નથી તેમને મોકલી આપવા વિનંતિ છે. ચોથું પુષ્પ એવા ગ્રાહકોને વી. પી. કરવું પડશે.

ન્હાની ન્હાની વાર્તાઓનું આપણું સાહિત્ય વધારવા ખાતરજ અમે આ યોજના કરી છે અને પ્રત્યેક ગુજરાતી ભાઇને વિનંતિ છે કે અંગ્રેજી, મરાઠી, બંગાળી, હિંદી આદિ સાહિત્યની આવી પ્રવૃત્તિઓને તે તે સાહિત્યના શોખીન સજ્જનો વધાવી લેછે તેમ તેમણે પણ આ વાર્તાવલિને વધાવી લેવી અને તેનો વિસ્તાર વધારવા પ્રયત્ન કરવા.

ભીમ એકાદશી.
સંવત ૧૯૭૫.
મુંબઇ.

મોતીલાલ શામળદાસ શર્મા.

# સૌભાગ્ય દેવ.

## પ્રકરણ ૧ લું.

"મંજુલ! જો હવે ડાહ્યો થા, ને મારૂં કહેવું માન—ત્હારા કાકા કાકી ફીકર કર્યા કરે છે; તેમણે ત્હને કાળજીથી અનેક મુશ્કેલીઓ વેઠી ઉછેર્યો છે ને કેળવણી આપી છે તે ભૂલવું ના જોઇએ. હું સુરતથી ખાસ એટલા માટેજ એમના તરફથી આવ્યો છું."

"હા, તે તો વાત કરીશું; પણ ભાઈ શરદ! ત્હને મારૂં ઘર કેવી રીતે જડયું? શોધી કાઢતાં બહુજ પંચાત પડી હશે!"

"હા ભાઈ હા! મ્હને શું ખબર કે ભાઇસાહેબ નદીપર અસ્ત થતા સૂર્યનારાયણની મજાહ ચાખવા સુદામા માફક આવી નાની સરખી ઓરડીમાં છેક ખૂણા ખોચરામાં પડી રહ્યા છે. ભદ્રમાં ત્હારૂં ઘર શોધી કાઢતાં. મ્હારો દમ નીકળી ગયો.

"તું શું કરે! મ્હને પગાર નજીવો મળે છે. હું સ્વાશ્રયી થવા માંગુ છું. જેમ તેમ કરી એ પૈસા બચાવી આ મ્હારાં પ્રિય કલાનાં પુસ્તકો વસાવું છું. ને કાર્ય કરવાને સામગ્રી લાવું છું."

પ્રાઇમસ સ્ટોવ સળગાવતાં સળગાવતાં મંજુલે કહ્યું.

"પણ મંજુલ! એમાં ત્હારે કોઇને દોષ દેવાનો નથી. હમે તો ત્હને બી. એ. થયો ત્યારનંજ કહ્યું હતું કે તું નકામો ચિત્રકારની લાઇનમાં પડે છે;

એમાં કમાઇ નથી. અને તું જ જોતો હોઇશ કે કેટલા બીચારા ચિત્રકારો ભીખ માંગતા ફરે છે." આરામ ખુરસીપર નિરાંતે બેસતાં શરદ બોલ્યો. "હું કાંઈ કોઇને દોષ દેતો નથી; મ્હને આમાંજ સંતોષ છે. પેટ તો ગમે ત્યાંથી ભરાશે ને મારે લક્ષાધિપતિ થઈ ગાડી ઘોડે નથી મ્હાલવું."

પ્રાઇમસ સ્ટોવ સળગી રહ્યો. તેના પર નાની સરખી પતેલીમાં બે કપ પાણી નખાયું. ચાહ તથા ખાંડનાં વાસણો કાઢી સામેજ મંજુલ ચાહ બનાવતો ભોંયપર બેઠો. શરદ આગલા ઓરડામાં ગયો. આરામ ખુરસી પર બેઠો ને આસપાસ નજર દોડાવવા લાગ્યો. બે નાની સરખી નદીના કીનારાપર સ્વતંત્ર ઓરડીઓ હતી. એક ખૂણામાં નાનો સરખો હીંચકો હતો; ઉપર પથારી પડેલીજ હતી. વચમાં આમ તેમ રંગો ઢોળાયલા હતા; જાત જાતની નાની નાની વાટકીઓ રંગવાળી પડી હતી; અનેક પીંછીઓ પણ ત્યાં હતી. ઘોડી પર એક ચિત્ર દોરાતું હોય એમ જણાતું હતું.એક નાની સરખી ટેબલ બીજા ખૂણામાં પડી હતી તેના પર અનેક ચિત્રો તથા થોડાં પુસ્તકો પડેલાં હતાં. પુસ્તકોનાં નામો જોયાં ત્યાર બાદ ચિત્રો જોતો શરદ ટેબલ આગળ ઉભો હતો. ચાહ તૈયાર કરી બે કપ લઈ મંજુલ બહાર આવ્યો. બન્ને જણા ચાહ પીવા બેઠા.

"આજ તારૂં ઘર! આજ ત્હારો સામાન કે! ઠીકજ થયું કે અહિંઆં ના ઉતર્યો. મ્હને તો ત્હારી સ્થિતિ જોઇ ઘણીજ દયા આવેછે. ત્હારા જેવો એક "જીનીઅસ" આમ ખૂણા ખોચરામાં પડી વગરે અંકાયલો સડયા કરતે."

"ભાઇ! તું દીલગીર ના થા. મ્હને એમાંજ સંતોષ છે. એમ તો નક્કી માનજે કે હું આવી દશામાં રહેતો ન હતે તો મ્હને ચિત્રકલાનો આવો અનહદ શોક પણ ના હતે. એ તો જે થયું તે ઠીકજ છે."

"ત્હારાથી આમ કેમ બોલી શકાય છે? મ્હારૂં કહેવું આને માટે નથી પણ તું બીજી લાઇનમાં પડી આનો શોખ ચાલુ રાખતે તો શું?"

"માફ કર! ત્હને ખ્યાલ નહિ આવે. મ્હારૂં દૃઢ માનવું છે કે પરમેશ્વરે આ હિંદુસ્થાનમાં મ્હને આ શોક સાથે જન્મ આપ્યો છે તેનો કંઇક હેતુ છે અને તે હેતુ હું ગમે તે રીતે પાર પાડીશજ."

"તે હેતુ શો?"

"ભાઇ હેતુ તો કંઇકિ મહત્વનું કામ કરી, કંઇક હિંદુસ્થાનનાં સુંદર ચિત્રો પાડી—જગત્ સમક્ષ જાહેર કરવાનો કે હમારો હિંદુસ્થાન આ ચિત્રકલામાં પણ દુનીઆના કોઇ પણ ભાગથી પછાત નથી. અને મ્હને તો એમજ લાગે છે કે એ કાર્ય કરી જગતને પૂરવાર કરવાનું મ્હને જાણે સોંપવામાં ન આવ્યુ હોય?"

"હું કયાં તે નાકબુ છું? જા મ્હારે કબૂલ છે પણ તું જો મ્હારી જોડે '**બિઝનેસ**' માં જોડાયો હતે તો ખાસ્સા પાંચ પૈસા એકઠા કરી ઉંચ્ચો બેસી એ હેતુ બહુ સરળતાથી પાર પાડી શકતે."

"તે અશક્ય છે. એક તો હું "બીઝનેસ મેન" નથી અને બીજું એ તો ઘડપણમાં વાનપ્રસ્થ અવસ્થા ધારણ કરી ઇશ્વરનું નામ દેવાની જે ચાલો આપણા ઘરડા વરડાઓ કરતા તેના જેવી કરી પણ મ્હને દાખલા બતાવશે કે એમ કેટલા જણા કરે છે?"

"ત્હારે તેમ કરી બતાવવું હતું."

"મ્હારાથી પૈસા મળ્યા બાદ થતે કે કેમ તે સવાલ છે. જગતની માયામાં જુવાનીના સારામાં સારા વખતમાં સપડાયા બાદ, ઘડપણમાં છૂટાતે કે કેમ એ શંકાસ્પદ છે." હસતાં હસતાં મંજુલે કહ્યું.

"વારૂ શું ત્યારે તું આવીજ દશામાં દિવસો નિર્ગમન કરવાનો? શું તું પરણવાનો નહિ? જો ત્હારા કાકા કાકીને કંઇ છોકરૂં નથી.

તેમની સર્વ આશાઓ ત્હારાપરજ અવલમ્બી રહી છે. સુરતમાં એ બાબતથી કંટાળી તું અહિ એમની મરજી વિરૂધ્ધ, બલ્કે તકરાર કરી આવી દરિદ્ર અવસ્થા ભોગવવા અહિં ચાલી આવ્યો એ શું સારૂં કહેવાય?"

"ને આપ સાહેબે એટલા માટેજ અહિં સુધી પધારવા તસ્દી લીધી છે નહિ વારૂં."

"હાજી ! તો આપનું શું કહેવું છે?" એજ ઢબમાં મંજુલના ધાંટા ને ચાળાની બરાબર નકલ કરી શરદે જવાબ દીધો.

"સાંભળ ભાઇ. કમાવાનાં તો ઠેકાણાં નથી તો તેમાં બૈરી લાવી ક્યાંથી પોપણ કરૂં તેનો વિચાર કર્યો? કહેવું તો ઘણું સહેલું છે."

ત્યારે સાહેબનો મડમ લાવવા ક્યારે વિચાર છે, કે "કૌમાર વ્રતજ લેશો ?"

"કૌમારવ્રત બ્રહ્મચર્ય એ તો કવિની કલ્પનામાં ; પણ એટલી વાત ચોક્કસ કે જ્યાં સુધી એક ઉમદા ઉત્તમ ચિત્ર પાડી જગતની જાણમાં આવ્યો નથી ત્યાંસુધી મ્હારો મુદ્દલ પરણી 'પ્રભુતામાં પગલા માંડવાં' વિચાર નથી. સમજ્યાસાહેબ !"

"વારૂ ત્યારે કામપર મંડયા રહો."

"હા તેજ કરૂં છું."

"પણ કાકા કાકી ત્હારે માટે ગોઠવણ કરી રાખે તેમાં વાંધો છે ?"

"અલબત એમ કોઇને પણ વિશ્વાસ અપાયજ નહિ, એ તો ભાગ્ય મ્હને પોતાનેજ ઘસડી જશે ને એ બાબતમાં તો હું જરા પણ ઢીલી દોરી મૂકવા માંગતો નથી."

"હં, સમજ્યા ત્યારે કંઇ દાળમાં કાળું છે ખરૂં !"

"ના એમ નથી, પણ ચાલ હવે મ્હારે ભણાવવા જવાનો વખત થાય છે. માટે જવા દે." મંજુલે કહ્યું.

"ચાલ મારે પણ જવું જોઇએ સગાવાલાંને ત્યાં ઉતર્યા તો તેમનો વખત સાચવવો જોઇએ."

ત્યારબાદ બન્ને મિત્રો કપડાં પહેરી નીચે ઉતરી પોતપોતાને રસ્તે પડયા.

---

## પ્રકરણ ૨ જું.

જગતમાં કોણ સુખી છે ! જ્યાં જોઇએ ત્યાં દુઃખનું દુઃખજ. કોઈ પાસે પૈસા નથી હોતા ને ખાવાના પણ સાંસા હોવછે. કોઇ પાસે અઢળક લક્ષ્મી હોય ત્યારે માણસનું સુખ નથી હોતું. પણ એવાં એવાં દુઃખો મનુષ્યના જીવનમાં સમાયલાં ન હોત તો સુખની કીંમતજ કેમ અંકાત ! પ્રો. કાંતિપ્રસાદ. એસ. મહેતાનું પણ એમજ હતું. કાંતિપ્રસાદ શિવ પ્રસાદના એકના એક પુત્ર હતા. પૈસો ટકે તો ઘેર બેઠા જીવનભર ખાઇ પાંચ પૈસા પાછળ મૂકી જાય એવી સ્થિતિમાંજ દુનીઆમાં આવ્યા હતા. ન્હાનપણથી વિદ્યાભ્યાસમાં કુશળ હતા. ગંભીર, ઠંડા સ્વભાવના અને તદ્દન એકમાર્ગી હતા. એમની જ્ઞાતિના. મોહલ્લાના છોકરાઓ જ્યારે નિર્દોષ રમતો રમી આનંદ મેળવતા ત્યારે આપણા નાનકડા કાંતિલાલ કાંઇપણ પુસ્તક વાંચવામાંજ ગુંથાયલા માલમ પડતા.

બરાબર સોળ વર્ષની ઉમરે એઓશ્રી મેટ્રીકમાં ગયા. ત્યાં ઘણે ઉંચે નંબરે પાસ થયા. ત્યાર બાદ મુંબઇની પ્રખ્યાત એલફીન્સ્ટન કોલેજના સ્કોલર થયા. વર્ષ પ્રતિવર્ષ માન અને ઇનામો સાથે એમણે

પરીક્ષાઓ પસાર કર્યા કીધી. વાંચવા—ભણવા શીવાય કાંઇપણ બાબતમાં એમનું લક્ષ, પરોવાયલું હતુંજ નહિ. એમની સરળ, શાંત, ગંભીર મુખમુદ્રા તરફ જે કોઇની દૃષ્ટિ પડતી તેઓ એમને માન આપતાજ. ગંભીર છતાં તેઓ કઠોર ન હોતા. આંખ પ્રેમથી ભીનીજ માલમ પડતી. કોલેજમાં દાખલ થયા બાદ એઓએ અનેક ફીલસુફીનાં પુસ્તકો વાંચ્યાં જેથી પોતે તદ્દન નાસ્તિક થઇ ગયા હતા. પરમેશ્વર પરથી એમની શ્રદ્ધા છેકજ ઉડી ગઇ. બી. એ. માં ફર્સ્ટ કલાસમાં પાસ થયા તથા એજ કોલેજમાં પ્રોફેસર નીમાયાબાદ એમનાં લગ્ન એમનીજ જ્ઞાતિની એક એમના જેવાજ સ્વભાવની સુશીલ કન્યા સુશીલા જોડે થયાં હતાં. સુશીલા જોડે પણ બીચારા ફક્ત બે વર્ષ રહી શક્યા. કારણ એક પુત્રી રત્નને જન્મ આપી આ દુનીઆ છોડી સ્વધામ સંચરી. તેજ વર્ષમાં એમના પિતાનું મૃત્યુ થયું એટલે ગૃહમાં માબાપ વગરના કાંતિ પ્રસાદ પોતાની એક વિધવા બ્હેન સાથે રહેવા લાગ્યા. એક તો હતાજ ગંભીર સ્વભાવના અને વિચાર-શીલ તેમાં આવી એકાએક આફતો પડી. દુનીઆદારીના બાંધેલા આદર્શો-અનેક આશાઓ હવાઇ કીલ્લાવત્ થઇ ગયા. સંસાર પરથી મન ઉડી ગયું. પુસ્તકોમાં મન પરોવાયું. તે અરસામાં ભગવતીબાઇ મીસીસ બીસાન્ટનું "મરણ પછીના જીવન" નું ભાષણ સાંભળવા મળ્યું. ભાષણ મનન કરવા યોગ્ય લાગ્યું. "થીઆસોફીના પુસ્તકોનો અભ્યાસ કર્યો અને નાસ્તિક થએલા કાન્તિપ્રસાદને સત્ય ભાસ્યું. અને એમનો સ્વભાવજ એવો હતો કે જે કામ કરે તેને સર્વસ્વ અર્પી દે અને પરિપૂર્ણતાથીજ કરે. થીઆસોફીકલ સોસાઇટીના સભ્ય થયા, અને પોતાનું જીવન પણ એ કાર્ય અને એના સિધ્ધાન્તોનો પ્રચાર કરવા, લોકોને સત્ય માર્ગ દેખાડવા સમર્પણ કર્યું. પોતે ભગવતી બીસાન્ટને મળ્યા અને એમના કહેવાથી કાશી ક્ષેત્રમાં આવેલી "ધી. સેન્ટ્રલ હીંદુ કોલજ" માં ઓનરરી પ્રોફેસર થયા. એલફીન્સ્ટન કોલજમાંથી રાજીનામું આપ્યું. આ સ્વાર્થત્યાગ

કંઇ જેવો તેવો નહોતો. પણ જે લોકો થીઓસોફીકલ સોસાઇટીમાં જોડાયછે તેઓ કોણ જાણે શા કારણથી પણ સ્વાર્થત્યાગ કરી પરમાર્થ સાધવામાં હમેશાં તત્પર જોવામાં આવેછે. સેન્ટ્રલ હીંદુ કોલેજમાં ગયા ને આજે એમને ૧૬ વર્ષ થયાં હતાં. ત્યાંની કોલેજમાં એઓ શિખવતા હતા તે ઉપરાંત પોતાનો બીજો સર્વ વખત પુસ્તકોના અભ્યાસમાં તથા લોકોપયોગી કાર્યમાં કાઢતા. એમની પુત્રીનું નામ જ્યોતિ પાડયું હતું. તેને ત્યાંની ગર્લ સ્કુલમાં ભણાવતા હતા. જ્યોતિ આજે સોળ વર્ષની કુમારિકા હતી. આ વર્ષેજ અલ્હાબાદ યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષામાં બેસનાર હતી. સ્વભાવે બાપ જેવીજ શાન્ત તથા ગંભીર હતી. સ્વરૂપે તો જાણે સાક્ષાત કોઇ દેવીજ ઉતરી આવી હોય એવો ભાસ થતો હતો. આંખમાંથી જાણે હમેશાં દયા ન ઝરતી હોય એવી મૃદુ અને શાંત આંખો હતી. સંગીત તેમજ ચિત્રકળાની ખાસ ઉપાસક હતી. નિર્દોષતાની પ્રતિમા હતી.

*　　　*　　　*

શરદ્ પૂર્ણિમાની શિતળ રાત્રિ છે. ત્રિલોકતારિણી મહા મૈયા ગંગાના શાંત શિતળ વારિમાં અનેક નૌકાઓ ફરતી નજરે પડે છે; સર્વત્ર શાંતિ પ્રસરી રહી છે. એક નાના સરખા ગૃહનો પાછલો ભાગ ગંગાનદી તરફ પડી રહેલો છે. ત્યાંની અગાસીમાં એક સુન્દરી સિતાર લઇ ચંદ્ર અમૃત પીતી પીતી ભજનોની ધુનમાં મસ્ત બની રહી છે. અંદરના ઓરડામાં હીંચકાપર એક વૃદ્ધ ગૃહસ્થ એજ ગાનના મધુર નાદમાં મસ્તાન થઇ ચોપડી બાજુએ હાથમાંજ પકડેલી રાખી બેઠો.છે "ખરેખર જ્યોતિ ગાયનમાં ગાય છે તેવા વિચારોને તમારે ઉત્તેજન ન આપવું જોઇએ." "એક ખુણામાં દિવા આગળ કોર ભરતાં બેઠેલી બાઈ બોલી ઉઠી.

" બ્હેન ! તું શા માટે ગભરાય છે. સહુનાં ભાગ્ય સહુ સાથે છે. એજ જ્યોતિ પરણશે અને તુજ તે જોશે"

પણ કાંતિ આજ વર્ષો થયાં આપણે સુરત તરફ ગયાં નથી તેથી આપણા જ્ઞાતિના કોણ કોણ છોકરાઓ લાયક છે તે પણ જાણતાં નથી. જ્યોતિપણ કોઇને ઓળખતી નથી માટે આ વખતે ઉનાળામાં આપણે જરૂર ત્યાં જઇશું.

" બ્હેન ! તું એમ અકળા ના. એના નશીબમાં જે પુરૂષ જોડે સહચારિણી થવાનું લખ્યું હશે તે કોઇ પણ પ્રકારે મળી જશે. એનો પણ કોઇ સૌભાગ્યદેવ નિર્માણ થયો હશે. તારી એમજ મરજી હશે તો એક વખતે આપણે સુરત જઇશું. પણ તું નકામી ફિકર ન કર્યા કર."

" કેવા મીઠા સ્વરથી ગાયન ગાયછે. સાંભળ જો તું આવા વિચારોને ઉત્તેજન આપવા ના કહેછે પણ આ ભજન તો ત્હારૂંજ શિખવેલુંછે."

" મ્હને મ્હારા વૈધવ્યધર્મ પાળવા ઉત્સાહ આપનારૂં એ ભજન મારે માટે ઉત્તમ છે ( પણ સાંભળ હવે એવું એવું ના બોલ.)

મુખડાની માયા લાગી, રે મોહન ત્હારા.
મુખડાની માયા લાગી રે—મોહન તારા.

મુખડું મેં જોયું ત્હારૂં આ જગતડું થયુ ખારૂં
મન મારૂં રહ્યું ન્યારૂ રે—મોહન તારા.

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું
સંસારીનુ સુખ એએએએવું, ઝાંઝવાના નીર જેવું
તેને તો તુચ્છ કરી ફરીએ રે—મોહન તારા.

કોકિલ કંઠથી, સિતારના તારમાં એક તાર થઇ રહેલા મૃદુતા અને સ્પષ્ટતાથી નિકળતા શબ્દો, શાંત રજની, ત્રિલોકતારિણી મહા મૈયા

ગંગાનો શિતળ પ્રવાહ, શાંતિ પ્રસરાવતી શિતળ લ્હેરીઓ, સાંભળનારને એક વખત મુગ્ધ બનાવે તેમાં શી નવાઇ! મૈયા ગંગામાં ચાલતી અનેક હોડકીઓનાં હલ્લેસાં મારનાર પુરૂષો સ્તબ્ધ થઇ ગયા. આગળ શું આવે છે તે સાંભળવા મંડયા. હોડકીઓ ધીમે ધીમે સરતી ચાલતી હતી. પવન થોડા થોડા શબ્દોના પડઘાઓ ઘસડી લાવતો હતો.—

સંસારીનું સુખ કાચું-પરણી રંડાવું પાછું
તેને ઘર શીદ જઇએ રે—મોહન તારા.

પરણું તો પ્રીતમ પ્યારો અખંડ સૌભાગ્ય મારો
રાંડવાનો ભય ટાળ્યો રે—મોહન તારા.

કાંતિપ્રસાદ હીંચકો અટકાવી, ચોપડી નીચેજ મૂકી, ધીમે પગલે અગાશી તરફ ગયા—ત્યાંથી સૂતા સૂતા—હૃદયમાંથી નીકળતા નિર્દોષ બાળાના ઉદ્દગાર પરથી તેનું વદન નીહાળવાની, એક કુદરતની અનૂપમ લીલા પ્રત્યક્ષ નીહાળવાની જીજ્ઞાસા ખાળી શક્યા નહિ—બારણા આગળ ઉભા રહી ચંદ્ર સામુ જોઇ આંખો બંધ કરી મૃદુ આંગળીએ તારના ઝણકાર કરતી ભજનમાં મસ્ત બનેલી—પવનની શિતળ લ્હેરીઓથી ઉડતા કેશકલાપને ઠીક કરવા ભજનની ધુનમાં ભુલી ગયલી પોતાની બાળાને નીહાળી અત્યંત આનંદ પામ્યા. સાથે સાથે પોતાની પ્રિય પત્ની જ્યારે આ ક્ષણભંગુર દેહ છોડી ગયલી ત્યારે આવીજ હતી એ વિચાર સ્ફૂર્યો અને નિશાસો પણ મૂક્યો.

મીરાંબાઇ બલિહારી ત્હારી,
આશા એક મને ઉરધારી.
હવે હું તો બડ ભાગીરે—મોહનતારા.

પાછું ધુનમાં લેહેકાવ્યું.

પરણું તો પ્રીતમ પ્યારો,
અખંડ સૌભાગ્ય મ્હારો,
રાંડવાનો ભય ટાળ્યોરે.

ગાયન પુરૂ થયું. હાથમાંથી ભાન વગર સિતાર નીચે મૂકાયું. અગાશીમાં મૂકેલા કોચ ઉપર માથું મૂકી સૂતી. હાથ પગ પણ ગમે તેમ પછડાયા. માથું પણ નીચે કોચપર પડયું પણ નિર્જીવ હોય એમજ પડેલું હતું.

કાંતિપ્રસાદે જોયું, ગભરાયા ને એકદમ અગાશીમાં ગયા. "જ્યોતિ, જ્યોતિ," કરી બૂમ મારી પણ જડવત્ શરીર પડેલું. એક પણ પ્રશ્નનો ઉત્તર ના મળ્યો એક તાન થઇ ગાતી બાલિકા શું સમાધિમાં ગઇ હશે? હા એમજ હશે. હૃદયપર હાથ મૂકયો તો ધીરે ધીરે ચાલતું માલમ પડયું. શ્વાસ પણ ઉંડાણમાંથી ધીરો ધીરો લેવાતો હોય એમ જણાયું. બ્હેન પણ અગાસીમાં આવ્યાં. આ સ્થિતિ જોઇ ગભરાયાં. કાંતિપ્રસાદે ત્હેમને શાન્ત રહેવા કહ્યું. માથાપર ફક્ત થંડા પાણીનાં પોતાં મૂકવા સૂચવ્યું. પોતે પણ ત્યાં ખૂરશી પડેલી તેનાપર જ્યોતિના માથા આગળ બેઠાં, આમ ઘણીવાર બેઠા પણ જ્યોતિ ભાનમાં ન આવી ત્યારે હવે તો ખરેખરા ગભરાયા. બ્હેનને બેસાડી દાક્તરને બોલાવવા ગયા.

---

# પ્રકરણ ૩ જું.



ભદ્રમાં આપણે મુલાકાત લીધેલી તેજ ઓરડીમાં ચિત્રકાર **મંજુલને** ઉત્સાહ અને ઉદ્યમથી ચિંતાતુર મ્હોડે એક ચિત્ર કરતો જોઇએ છીએ. ચિત્ર લગભગ પુરૂં થયું છે. સેજસ્હાજ ફેરફાર કરવાનોજ બાકી છે.

બારણું ઉઘડયું ને એનો મિત્ર **શરદ** દાખલ થયો. **શરદે** **મંજુલના** મ્હોડા સામું જોયું. એ પોતાના કાર્યમાં એટલો એકાકાર બની ગયલો કે **શરદ** આવ્યો, બેઠો તેનું પણ એને ભાન ન હતું. કળા પાછળ એટલી બધી એની એકાગ્રતા જોઇ મનમાં આફ્રીન બોલ્યા વગર **શરદથી** રહેવાયું નહિ અને પોતાનો મિત્ર જરૂરજ નામના કાઢશે એવું એને પણ લાગ્યું. જે ચિત્ર પાડતો હતો તે લગભગ પૂર્ણ હતું ને કૃતિ એટલી ઉત્તમ હતી કે **શરદે** પણ તેના સામુ પૂર્ણમાનની દૃષ્ટિથી જોયાજ કીધું.

**મંજુલનું** મ્હોડું એટલું બધુ ચિંતાતુર ને ગભરાયલું હતું કે એને બોલાવવો **શરદને** ઠીક ન લાગ્યું. હાથમાંથી પીછીઓ તથા બીજા બધો સામાન નીચે ગુસ્સાથી નાંખી દઈ, પાડતો હતો તે ચિત્ર ઉંચકી એકદમ ફાડી નાખ્યું ને માંથે હાથ દઈ જાણે રડવાની તૈયારી કરતો હોય એમ ઉભો!

**શરદ** ગભરાયો ને આ શું થયું હશે તે સમજી શકયો નહિ. ધીમેથી **મંજુલને** બૂમ પાડી.

ભવાં ચઢાવેલા મ્હોંપરથી પોતાનો હાથ કહાડી કંટાળેલી આંખે **મંજુલે** પાછળ **શરદ** તરફ જોયું.

શરદ ઉભો થયો, પાસે ગયો, વાંસાપર હાથ ફેરવી બોલ્યો "કેમ ભાઇ શું છે? આટલો બધો નિરાશ અને કંટાળેલાં કેમ લાગે છે?" જવાબ ન દેતાં ત્યાં પડેલી આરામ ખુરશીપર એકદમ મંજુલ પડયો. પાંચેક મીનીટ એજ સ્થિતિમાં બેસી રહ્યો. શરદ ને પણ એમજ એને બેસી રહેવા દેવો ઠીક લાગ્યો. ત્યાર બાદ ધીમેથી છેક નિરાશાજનક અવાજે બોલ્યો.

"ભાઈ શરદ! હું આ ધંધાને માટે લાયક નથી હું એ છોડી દેવાનો છું."

"કેમ ભાઇ. આટલુ બધુ નિરાશ થવાનુ કારણ?" ઉત્સાહ ભરેલા અવાજે શરદે કહ્યું.—

"ભાઇ શું કહું? ચિત્રો મ્હારી કલ્પનામાં જેવા હોય છે તેવાં હું કોણ જાણે કેમ પીછીથી આ કેનવાસપર ઉતારી શકતો નથી!"

"જો તું એમ કહેતો હોય તો તે વ્યાજબી છે કારણ આદર્શ સ્વરૂપમાં અને સ્થૂલ સ્વરૂપમાં હમેશ ફેર હોય છે. નહિતર પછી આદર્શ શાનો—સ્થૂલ ભાવના કરતાં કંઇક વિશેષ હોય ત્યારેજ તે આદર્શ કહેવાય કેની!"

"તે તો કંઇ હું સમજતો નથી. પણ જ્યાં સુધી મેં જેવું ધારેલું હોય કલ્પનામાં ખડું કરેલુ હોય તેવું ચિત્ર ના ઉતરે ત્યાંસુધી મ્હને પોતાને જંપ વળે નહિ."

"પણ મંજુલ! હમણાં તેં ચિત્ર પાડેલું તે કેવી ઉત્તમ પંક્તિનું. હતું. હું આવ્યો ત્યારથીજ મ્હારી આંખ આશ્ચર્યથી એના તરફજ ઢળી રહેલી હતી. તેં શા માટે ફાડી નાખ્યું."

"પણ મને તો એ નિર્જીવ લાગ્યું." નિરાશાજનકઅવાજે મંજુલે કહ્યું,

તે તો ભલે, પણ એ ચિત્ર તે મુંબઇમાં ભરાનાર પ્રદર્શનમાં મોકલ્યું હોત તો, ખરેખર ત્હને ઇનામ મળ્યા વગર રહેતજ નહિ.

"કદાચ એમ હોય પણ સાંભળ આજથી ચાર દિવસપર મ્હને એક સ્વપ્ન આવ્યું હું સૂતો ત્યારે મ્હારે એક "વસંતદેવી" નું ચિત્ર દોરવું એવો વિચાર થયો. જેવી રીતે "સેન્ટ મેરી" નાં ચિત્રો જોઇ ખ્રીસ્તીઓમાં ભક્તિભાવ ઉત્પન્ન થાય છે તેવીજ રીતે મારા વસંત દેવીના ચિત્ર સામે જોઇ લોકોમાં ભક્તિભાવ અને શાન્તિ ઉત્પન્ન થાય એવી ભાવના હતી. સ્વપ્નામાં મેં એવીજ "વસંત દેવી" જેવી મેં કલ્પેલી તેનીજ આબેહુબ મૂર્તિ દીઠી. મ્હેં ધારી ધારી જોઇ મનમાં યાદ રાખી લીધી. હું જાગી ઉઠયો. ત્યારે એટલો શાંત અને આનંદથી ભરપૂર હતો! ઉઠયો ને ચિત્ર દોરવાં માંડયું. આજ ચ.ર ચાર દિવસ થયાં પ્રયાસ કરૂં છું પણ એ ચિત્ર મેં જે જોયલું તે "કેનવાસ" પર આવતું નથી. તેથી નિરાશ થાઉંછું. લગભગ ૭ આખાં ચિત્રો મેં પાડયાં પણ મેં જે જોયલું તે નથી આવતું. આમનું આમ ચાલશે તો હું ગાંડો થઇ જઇશ" એમ કહી માથાપર હાથ મૂકી નિશ્વાસ મૂકતો મંજુલ લાંબો સૂતો. શરદને ઘણીજ દયા આવી. એની તન્મયતા—આવી અનહદ લાગણી—જોઇ કેમ દિલાસો આપવો તે સૂજયું નહિ. આવી સ્થિતિમાં જે વાત કરવા માટે પોતે આવેલો તે તો બાજુએજ રહી ગઇ."

"ભાઇ! એમ ગભરા ના. ૭ ચિત્રો પાડી રહ્યો હવે એક સાતમી વખત પ્રયાસ કર. પણ આજે નહિ. થોડી ઘણી ઉંઘ લઇને કરજે. કદાચ એજ ચિત્ર પાછું સ્વપ્નમાં દેખાશે ને ત્હારી ભૂલો ત્હને સમજાશે."

"અરે! હવે એ દેવી તો અદૃશ્ય થઇ ગઈ. રોજ રાતના વિચારો કરી એને જોવાની આશમાં સૂઉં છું પણ કંઇજ દેખાતું નથી. હા, પણ પ્રયત્નો તો ચાલુજ રાખીશ."

"પણ આરામ લીધા વગર એ પ્રયત્ન કરશે તો જરૂરજ નિષ્ફળ જશે સમજ્યો. મગજને શાંત કરવું જોઇએ. તું કહે છે કે "હું ઉંઘું છું" પણ ત્હારી આંખ સામું જોઇ, આસ પાસ આ ચાર દિવસમાં પડેલા ઉંડા ખાડા જોઇ હું તો એમજ કહીશ કે તું ઉંઘતો નથી એટલુજ નહિ પણ તે કંઇ ખાધું પણ નથી—"

"હા ખરી વાત છે ખાવું કેમ ભાવે? રાંધેલુ તો એમનુ એમજ પડેલું છે."

"ચાલ ત્યારે હું ત્હને જમાડું તું જમી લે." મંજુલતો પડીજ રહ્યો. ઉઠવાની કંઇજ હીલચાલ ન કરી. શરદ ઉઠ્યો, આગ્રહ કરી એને તેડી ગયો. મૂંગા મૂંગા એને જમવા બેસાડ્યો. શરદને પોતાના મિત્રનુ આ દુનિઆમાં શું થશે? આવો ઇશ્વરી આદમી દુનીઆમાં કેમ દિવસો કાઢી શકશે તેને માટે ચિંતા થઇ. ખરેખર આની કોઇ દરકાર લેનાર સંભાળ લેનાર લાવી આપવું એ પણ એક પૂણ્યનુંજ કામ થશે નહિ તર આવો અણ મૂલ હીરો હિંદમાંથી એમનો એમ કદર વગર ઉંચકાઇ જશે.–

જમાડી સૂવાનો આગ્રહ કરી–બલ્કે પથારીમાં સૂવાડી સાંજના–છ સાડા છ ના સુમારે શરદ પોતાના મિત્રને ખરેખરા ઉંઘેલો જોઇ નવ ઉત્સાહ પ્રેરવા સ્ટેન્ડ પીછી વગેરે તૈયાર કરી ફીકર કરતો ઘેર ગયો.—

મંજુલ પણ પથારીમાં પડ્યો તેવો એટલો થાકેલો હતો કે તરતજ ઉંઘી ગયો.—

ચિત્રકળા તરફ પણ માણસને કેવા અજબ પ્યાર હોય છે–તેનો આ કલ્પિત નહિ પણ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે.

---

# પ્રકરણ ૪ થું.



"બ્હેન ! ત્હને શું થયું હતું. ઉઠતી ના સૂઇજ રહે." કાંતિભાઇ બોલી ઉઠયા. "કાંતીભાઇ આ શું છે ?" આસપાસ જાણે નવી સૃષ્ટિમાંથી જાગૃત હરણફાડ આંખે ગભરાટથી જોતી, જ્યોતિ બોલી.

ડોકટર તરફ દૃષ્ટિ પડી. પોતાના હાથની નાડીની ગણીત્રીમાં દાકતર રોકાયલા હતા. જ્યોતિ ને જાગૃત થયલી જોઇ કાંતિ તથા એમની બ્હેનનો જીવ ઠેકાણે પડયો.

"બ્હેન ! એ તો કંઇ નથી. તમને શરદી લાગ્યાથી જરા બેભાન થઇ પડયાં હતાં. માટે હવે ગરમ સાલ વીટાળી લો ને અંદર જઇ સુઓ. દવાના ડોઝ હુ મોકલાવું છુ તે પી જજો." દાકતર સાહેબ ચશ્માામાંથી નીચે જોતાં બોલ્યા.

"દાકતર સાહેબ, હુ બેભાન કંઇ નહોતી થઈ એ તો ફકત મ્હને ઉંઘ આવી ગયલી. દવાની કંઇજરૂર નથી અને શરદી પણ નથી થઇ." જ્યોતિ જોસ્સાથી બોલી ઉઠી.

"ઠીક બ્હેન ઠીક. પણ હું દવા મોકલાવું તે સમજાવી એમને પાઇ દેજો." કાંતિ સામુ જોતા દાકતર બોલ્યા ને જવા ઉઠયા.

કાંતિપ્રસાદ એમને મૂકવા ગયા.

"કેમ દાકતર એ શું હતું ?"

"અરે એમાંતો કંઇ નહિ પણ વારે ઘડીએ આવા ફીટ ના આવે તેની સંભાળ રાખજો નહિતર હાર્ટવીક થઇ જશે. થોડા દહાડા દવા પાસો એટલે ઠેકાણે આવી જશે."

" ફોઇબા. આ દાકતરને શામાટે બોલાવ્યા, નકામો ગભરાટ શામાટે કીધો ?"

" બ્હેન! ત્હને જગાડયાથી તું જાગી નહિ. બોલાવ્યાથી તું બોલી નહિ ત્યારે હમે શું કરીએ ?"

" કાંતિભાઇ તમે પણ ના સમજ્યા ને આ ધાંધલ કરી. મ્હને તો આજે નવી જાતનો અદ્દભૂત અનુભવ થયો છે." દાકતરને મૂકી કાંતિભાઇ આવેલા તેની તરફ જોઇ જ્યોતિ બોલી.

" જ્યોતિ એ શું તું બોલેછે ? શાંતિથી સૂઇ રહે પછી વાત કરજે."

" પહેલાં મ્હને સાંભળી લો પછી વાત કરજો. કદાચ હું પછીથી ભૂલી જઇશ. મેં એક બહુજ વિચિત્ર સ્વપ્ન અવસ્થા અનુભવી છે."

" એ શું વળી કહેતો ખરી."

" જુઓ હું ગાતી ગાતી શ્રીકૃષ્ણ પરમાત્માની મૂર્તિના સ્મરણમાં હતી. લ્હેકાવી લ્હેકાવી મારા હ્રદયમાં

" પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો " નું રટણ ઉતારતી હતી. શ્રીકૃષ્ણની મનહર મોરમુગુટ, પિતાંબર, હાથમાં મધુરી વાંસળીવાળી મૂર્તિ એક ધ્યાનથી નિહાળતી હતી. મારી મૂર્તિમાં જીવ મૂકાયો. તેણે મ્હને બોલાવી કહ્યું ચાલ મ્હારી સાથે ત્હને હું ત્હારો સૌભાગ્યદેવ બતાવું, મારીસાથે એ મનહર મૂર્તિને વાત કરતી સાંભળી. ફોઇબા મસ્કરીના કરતાં. હુંસત્યજ કહું છું, મારૂં મગજ પણ તદ્દન ઠેકાણે છે, મ્હારા શરીરમાં એક જાતનો અલૌકિક આનંદ રેડાયો. આખા શરીરમાં ને હ્રદયમાં બધે જ્યોતિ જ્યોતિ પ્રસરી રહી તે એટલેસુધી કે જાણે શરીરમાંથી બ્હાર નિકળી મ્હારા પ્રભુ પાસે ગઇ. બ્હાર જઇ એમને પગે લાગી, તો હું બેબાની ગઈ હોઉં એવું મ્હને લાગ્યું. પાછળ ફરી જોયું તો ત્યાં મ્હારૂં શરીર પડેલું. હું તો તેનાથી જુદી જુદી મ્હારા પ્રભુના તેજમાં આનંદ આનંદ રસ પીતી ઉભી હતી.

તેમણે કહ્યું મારા પાછળ ચાલ. મ્હારા પ્રભુ ઉડયા. મ્હારાથી પાછળ કેમ ઉડાશે એ સદેહમાં રહી પણ કોણ જાણે કેમ હું પણ તેમની પાછળજ ગઇ. હું પણ ઉડી શકુ છું જોઇ બહુજ હર્ષ થયો.

શ્રી કૃષ્ણજીની પાછળ પાછળ ચાલવા માંડયું. હમે દૂર નદીઓ પહાડો વટાવતાં વટાવતાં નિકળી ગયાં.

કોઇ એક ગામના નાના સરખા ઘર આગળ હમે અટકયાં. બહારના દરવાજા બંધ હતા. અંદર કેમ જવાશે એ મ્હને સમજણ ના પડી. પણ મ્હારા પ્રભુ તો દરવાજામાંથી પણ અંદર આરપાર ચાલ્યા ગયા. હું પણ પાછળ ઘસડાઇ અને અજાયબ જેવું તો એ હતું કે હું પણ આરપાર અડચણ વગર નિકળી ગઇ."

કાંતિપ્રસાદ જે શાંત ચિત્તે સાંભળતા હતા તેઓ આમાં સત્ય માનવા લાગ્યા. તેઓ ઉત્સુકતાથી બોલી ઉઠયા. " બ્હેન! પછી શું ? ત્યા શુ હતું ?"

" તે એક નાનો ઓરડો હતો. એક ટેબલ પર એક નાનો સરખો દીવો ઝળઝળાટ બળતો હતો. પાસેજ ચિત્રકારની 'અનેક' પીંછીઓ, કેનવાસ તથા સ્ટેન્ડ પડેલાં હતાં. આ બધું એકજ દૃષ્ટિએ જોઇ લીધું.

" મ્હારા કૃષ્ણજીએ સ્ટેન્ડ પાછળ મ્હને ઉભા રહેવા કહ્યું અને ત્યાં હીંચકો હતો તેના તરફ બતાવી કહ્યું " એ રહ્યા ત્હારા 'સાભાગ્ય દેવ' સમજી. મુંગી મુંગી અહિં ઉભી રહી એક ચિત્તે એમનું ધ્યાન ધરી, જોયાં કરજે, હું એમને ઉઠાડું છું—" એમ કહી મ્હારા કૃષ્ણજી હીંચકાપર ગયા અને સૂતેલા પુરૂષના હૃદયમાં સમાઇ ગયા—તરતજ તે પુરૂપ ઉઠયો ને આસપાસ જોવા માંડયું.

બેબાકડા જેવો ઓરડામાં કંઇ છે એવા ભાનથી આસપાસ જોતો ઉઠયો. એની દૃષ્ટિ સ્ટેન્ડ પછાડી પડી અને મ્હને જોઇ. એકદમ ઉઠયો પ્રભુનો પાડ માન્યો ને એકી ટસે મારી સામુ જોયા કીધું".

"પણ ત્હારા **શ્રી** કૃષ્ણનું શું થયું? તે ત્યાંજ ઉભા હતા કેની." ફોઇબાએ ઉત્સાહથી જાણવા પૂછયું.

"અરે નારે તેઓ કોણ જાણે સૂતેલા પુરૂષમાંજ પેસી ગયા.. પુરૂષને ઉઠાડી અદૃશ્ય થઇ ગયા."

"પણ તે સૂતેલો પુરૂષ કોણ હતો! કેવો હતો!" કાંતિપ્રસાદે પૂછ્યું.

"કાંતિભાઇ કોણ હતો તે તો મ્હને ખબર નથી પણ ચિત્રકાર હશે. પણ તેની મુખાકૃતિ બહુજ ભવ્ય, મ્હોડાનો બધો આકાર મ્હારા હૃદયમૂર્તિ કૃષ્ણ જેવોજ. ફક્ત એમણે મોર મુગુટ પિતાંબર ધારેલા ન હોતા. એ મ્હારા સામે એકી ટશે જોતા હતા. હું પણ એમના નયનમાંથી ઝરતા અમૃત રસનું મીઠું પાન કરતી હતી.

"પછી શું થયું." ફોઇબાએ પૂછયું."

'એઓ તો ઉતાવળા ઉતાવળા પીછી લઇ મ્હનેજ ચિતરવા મંડી ગયા." મ્હારી સામું જોય, પીંછી લઇ ચીતરે, પાછા મારી સામું જોય ભાસી એમ,એમ કર્યાજ કરતા હતા. એમની છાયામાં મ્હને પણ એવી શાંતિ કે જવાનો વિચાર મૂકી ગઇ હું પણ ત્યાંજ ઉભી રહી. લગભગ કલાક બે કલાક એ પ્રમાણે ઉભી હોઇશ. એમણે ચિત્ર આખું તૈયાર કર્યું. મ્હારા આખા શરીર : સામું બારીકતાથી જોયું ને પછી પાછી એટલીજ બારીકતાથી ચિત્ર સામું દૃષ્ટિ કરી મેં પણ ચિત્ર, જોઇ લીધું. આબેહુબ મ્હારા જેવુંજ હતું.

એ ચિત્ર જોવામાં શંકાયલા હતા એટલે મ્હારા કૃષ્ણ મારા મુગુટવાળા કૃષ્ણ પાછા પધાર્યા અને મ્હને કહ્યું કે ચાલો હવે આજ મ્હારા સૌભાગ્ય દેવ છે વખત આવે મળશે.

હમે જવા લાગ્યાં. ચિત્રમાંથી એમણે પછી ઉપર દૃષ્ટિ કરી હમને ધીરે ધીરે ભીતમાં થઇ જતાં જોયા. બે પગલાં એ આગળ પણ આવ્યા પછી શું થયું તે મ્હને ખબર નથી,

મ્હારા **શ્રી** કૃષ્ણ શરીર આગળ મ્હને મૂકી ગયા. હું જાગીને તમને આસપાસ જોઇ ગભરાઇ."

"બ્હેન. ત્હારો અનુભવ મ્હને તો સત્ય લાગે છે. ખરેખરો અદ્દભૂત છે; પણ ચાલો હવે ઠંડી છે. દાક્તર કહી ગયા છે માટે અંદર જઇ સૂઇ જઇએ. પ્રિય વાંચક ! આ શું થયું તે તો તું સમજ્યોજ હશે. મંજુલ થાકીને સૂઇ ગયલો તેણે ચારેક કલાક આરામ લીધો હશે. તેમાં સ્વપ્ન અવસ્થામાં હતો ત્યાં એના કાને મધુર સ્વરથી ગાવાનું ગીત પહેલાં પડયું. એ ઉઠયો ત્યારે એના મુખમાંથી પણ,

પરણું તો પ્રીતમ પ્યારો
અખંડ સૌભાગ્ય મારો
રાંડવાનો ભય ટાળ્યોરે—મોહન ત્હારા—

એ વાકયો નીકળતાં હતાં.

પાશ્ચાત્ય પ્રજાને આવા અનુભવોની નવાઇ છે. આપણા આર્યાવર્તના તત્વજ્ઞાનનાં પુસ્તકોમાં તો એ શીલસુરીનો પણ સમાવેશ છે.

---

# પ્રકરણ ૫ મું.



ગયા પ્રકરણમાં લખેલી બીનાને તો આજે ઘણા મહીના થઇ ગયા- ઘણી વખતે એજ આનંદ અનુભવવા જ્યોતિએ પ્રયાસ કર્યો; એજ શ્રી કૃષ્ણની મૂર્તિનું ધ્યાન કર્યું; એજ સંગિતમાં તન્મયતા પ્રાપ્ત કરવા પ્રયાસ કર્યો. પણ સર્વ પ્રયાસજ રહ્યા. રજાના દિવસોમાં સુરત આવવા પિતા સાથે જ્યોતિ તથા એનાં ફોઇબા નિકળ્યાં. જ્યોતિને મુંબઇ બતાવવા, ત્યાંની અવનવી જોવા જેવી ચીજો બતાવી કંઇક એ અલબેલી નગરીનું અવલોકન કરાવવા, પાશ્ચાત્ય દેશોમાં કેવી કેવી કહેવાતી સુધરેલી રીતો છે, મોજમજાહનાં સાધનો છે, વગેરે અનુભવાવા, પોતાના એક મિત્રને ત્યાં મુંબઇમાં ઉતર્યાં. જ્યોતિને ચિત્ર-કળાનોઘણોજ શોખ હતો તેથી તેને લઈ ટાઉન હોલમાં ભરાતા "આર્ટ એકઝીબીશન" માં જવા નિકળ્યા.

*        *        *        *

સાંજના પાંચેકનો સમય છે. સૂર્યનારાયણ હજી પ્રદક્ષિણા કરી પૂર્ણ થાકેલા નથી લાગતા. પરંતુ એમનો વિચાર સલુણી સંધ્યાને ભેટવા જવાનો હોય એવો ટાઉન હોલનાં પગથીઆપર ઉભા રહેનારને ભાસ થાય છે. અનેક પારસણો એજ ટાઉન હોલનાં પગથીઆંપર એ નાદર કલાના નમૂનાઓ જોવા આવે છે. અંદર પણ કંઇ કંઇ નવ વિવાહિત જોડલાંઓ ચિત્રો સામું જોઇ નવિન પ્રેમરસ અરસપરસની આંખમાંથી પીએ છે. કારણ અંદર રહેલાં અનેક ચિત્રોમાં પ્રાધાન્ય તો પ્રેમરસનેજ આપવામાં આવેલું છે. કવિ અને ચિત્રકારો એ વિષયો પર વિશેષ ધ્યાન પહોંચાડેછે. મંજુલ પોતાના ચિત્ર માટે શું શું ટીકાઓ થાયછે તે જોવા એક ખૂણામાં ઉભો છે.

" ડીઅર પેસી ! આય જોયું કે કેવું મજેહનું ને આરતીસ્તીક આય ચીત્તર છે. ટાઇમ્સમાં ઘનાજ વખાણ આવ્યાં છે તેજ આ ચિત્તર. કેવી ગ્રેઇસથી આય બાઇને ઉભી રાખી છે. ડીઅર નીચે જોની. એ આરટીસ્ટનુ નામ શું છે. એ તો કોઇ આરટીસ્ટ મંજુલ કરીને છે તેનું પીકચર છે. આય તો વસંત દેવીનું પીકચર છે. ખરેખર દેવી દેવી જેવીજ છે. શું એનું નિરદોષ મ્હોડું છે. ને આંખ કેવી દયાથી આપણી તરફ જુએછે. ઘનુંજ ફાઇન-આઇડીઆ પણ બહુ હેપી છે. પહેલ્લુ ઇનામ મળ્યું તે નામના થઇ ગઇ તેના લાયકનુંજ છે.

મંજુલને આવી આવી અનેક ટીકાઓ સાંભળી આનંદ થતો હતો. એટલી વાતની તો એની ખાત્રી થઇ હતી કે ગમે તેવો શોખ વગરનો આદમી પણ બે ઘડી એના ચિત્રને જોવા ઉભો રહેતો હતો. ત્યાર બાદ એની દૃષ્ટિ બારણા તરફ ગઇ. કારણ કોઇ ગુજરાતી બાઇ અને છોકરી દાખલ થતાં જણાયાં. ગુજરાતી બાઇઓ ઘણી થોડી, ભાગ્યે કોઇકજ, જોવા આવતી હતી એટલે એને અજાયબ જેવું લાગ્યું અને કોણ છે તે જોવા જરા આગળ આવ્યો. પહેલી દૃષ્ટિ તો પુરૂષ તરફ પડી. પોતે એવી જગ્યાએ ખુણા તરફ ઉભેલો કે તેઓ એને જોઇ શકતાં નહોતાં. એ તો પુરૂષ સાથે ચાલતી છોકરી ને જોઇને એકદમ સ્તબ્ધજ થઈ ગયો. અહો ખરેખર આ તો મ્હારી " વસન્તદેવી " જ સાક્ષાત અહિં આવી. કદાચ તે દિવસે રાત્રિના ચિત્ર પાડતી વખત સ્વપ્ન જોયું તેવું તો નહિ હોય ! ફરી આંખ ચોળી પાછું જોયુ. ચિત્ર જોતાં જોતાં તેઓ આગળ વધ્યાં. ગૃહસ્થ જોડે ચાલતી બાઇ બોલી ઉઠી.

"કાંતિભાઇ ! જુઓ જુઓ આ તો આપણી જ્યોતિનુંજ ચિત્ર છે. આ અહીં ક્યાંથી ? "

કાંતિપ્રસાદ તથા જ્યોતિ પણ જોઇ આશ્ચર્ય પામ્યાં.

આ લોકો જોઇને શું વાત કરે છે તથા ટીકા કરે છે તે જોવા મંજુલ ધીમેથી પાછળ જઇ ઉભો. કાંતિ પ્રસાદ આગળ ગયા. પીકચર નીચેનું કાર્ડ જોયું તો "વસન્ત દેવી" નું ચિત્ર છે એમ માલમ પડયું તથા ચિત્રકારનું નામ મંજુલ છે એમ જણાંયું.

"કાંતિભાઇ! શું મારૂં તે દિવસનું સ્વપ્ન હવે સત્ય નથી લાગતું. ઓલો જોઉં. મારી તો ખાત્રીજ હતી."

"એમ શા ઉપરથી કહે છે બ્હેન. કદાચ કલ્પનાથી કેમ એ ચિત્રકારે નહિ ઉપજાવ્યું હોય."

"પણ કાંતિભાઇ! એ ચિત્રકાર ક્યાં છે જુઓ તો ખરા. આપણે એને મળવા જઇશું અને મે સ્વપ્નમાં જોયલા તેજ છે કે નહિ તેની ખાત્રી કરીશું." જ્યોતિએ ચિત્ર પાસે વધુ જઇ બારીકાઇથી નિરીક્ષણ કરતાં કહ્યું.

સાથે ચાલતી વૃદ્ધ બાઇ કાંતિભાઇની પાસે ગઈ અને બોલી. "ભાઇ જુઓની આ કોઇ આપણી પછાડી ઉભો છે તે બધીજ વાત સાંભળે છે અને જ્યોતિ સામુ એકી ટશે જોયા કરે છે!"

કાંતિપ્રસાદે પછાડી જોયું—એટલે પાછળ ઉભેલા માણસે મ્હોડું ફેરવી નાખ્યું.

ચિત્ર પાસે ઉભા રહી નિરીક્ષણ કરી થાકીને જ્યોતિ પાછી ફરી મ્હોડું ફેરવ્યું. પિતાને કંઇ કહેવા જતી હતી એટલી વારમાં એની નજર મંજુલ પર પડી. બેઉની દૃષ્ટિ એક થઇ. જ્યોતિએ મંજુલને સ્વપ્નમાંના ચિત્રકાર તરીકે ઓળખી કાઢયો ! દૃષ્ટિ નીચે નાંખી દીધી ને કાંતિભાઇને કહ્યું કે ભાઇ આજ મ્હારા "**સૌભાગ્ય દેવ**" અને મેં સ્વપ્નમાં જોયલા ચિત્રકાર." કાંતિપ્રસાદ પણ અજબ થયા. બે પગલાં આગળ આવી પૂછયું," ભાઇ આપ કોણ છો. આ ચિત્રના ચિત્રકાર છો ?"

"હાજી, ને બે અદબી માફ કરજો. મેં આપની સર્વ વાત સાંભળી છે ને મેં પણ એમનેજ મ્હારી જાગૃત અવસ્થામાં પ્રત્યક્ષ મ્હારાં વસંતદેવી તરીકે નિહાળ્યાં છે—તેથીજ હું અજબ થઇ આપ લોકોની વાત સાંભળતો પાછળ ફરતો હતો."

ત્યારબાદ કાંતિપ્રસાદે મંજુલને એ કોણ છે અને તે કઇ જ્ઞાતિનો છે, ક્યાં રહે છે વગેરે અનેક સવાલો પૂછયા. સર્વ સાથેજ ઘર તરફ વળ્યાં. વધુ ચિત્રો બીજે દિવસે જોવાનું ઠેરવી ઘેર ગયાં.

જ્યોતિના આનંદનો પાર નહતો. એના પ્રભુએ બતાવેલા **સૌભાગ્યદેવનાંજ** એને દર્શન થયાં.

મંજુલ પણ મુગ્ધ થાય એમાં શી નવાઇ ! જે પ્રતિમાને ચિત્રમાં ઉતારવા માટે દુ:ખી થતો હતો, અથાગ શ્રમ લેતો હતો, જેનાં સ્વપ્નમાં દર્શન માટે ટળવળતો હતો તેજ વસન્તદેવીને પ્રત્યક્ષ જોઇ એ સાનભાન ખોઇ દે તો તેમાં શી નવાઇ. ગાડીમાં સ્વપ્નનો ખુલાસો કાંતિપ્રસાદે કર્યો. સર્વ વાત તથા વિગત જ્યોતિએ કહેલી મળતી આવી.

કાંતિપ્રસાદ જ્યોતિ તથા બ્હેનને ગાડીમાંથી ઉતારી **મંજુલના** કાકા કાકીને મળવા ગયા. તેઓ પણ હાલ મુંબઇ હતાં. તેમને ન્હાનપણથી કાન્તિપ્રસાદ ઘણી સારી રીતે ઓળખતા હતા. ત્યાં જઇ સર્વ વાત કરી. કાકા કાકીએ જ્યોતિને જોયા પહેલાંજ એ વાત કબુલ કરી, કારણ ન પરણવાની જીદ લેનાર મંજુલ પોતાની સ્વચ્છંદતાથી તૈયાર થયલો જોઇ એમને તો અનહદ આનંદ થયો.

ત્યારબાદ લગ્ન વગેરે સુરતમાં જઇ કરવા નક્કી કરી કાંતિપ્રસાદ મંજુલને લઇ ઘેર આવ્યા. આગલા ઓરડામાં ઘણાજ ઉત્સાહથી રાહ જોતી—શું થશે તેની ચિંતામાં ગમગીન ચેહેરે જ્યોતિ બેઠી હતી. કાંતિપ્રસાદ મંજુલને લઈ આગળ આવ્યા અને કહ્યું—જ્યોતિ જો આજ ત્હારો સૌભાગ્યદેવ જો. જ્યોતિએ શરમાતાં શરમાતાં મૃદુ સ્મિત ધારણ કરી ધીરેથી કહ્યું "હા પિતાજી એજ મ્હારા "**સૌભાગ્યદેવ.**"



# ફરજનું કરજ.



## પ્રકરણ ૪ થું (ચાલુ).

"આવ. મ્હને ઓળખેછે ? ત્હારૂં......" આમ્રવૃક્ષની ડાળ પરથી કોયલ ટહુકે તેમ કાન્તા ટહુકી.

" ઉઉઉં........." છોકરાએ પ્રશ્નનો સત્કાર કર્યો.

" જો એમ રડાયકે. તારી બેન છે કેની, વિમળા તેવી આ પણ બ્હેનછે હો."

" તારૂ નામ શું. કહેતો ખરો." કાન્તાએ અધુરૂં વાક્ય પુરૂં કર્યું.

ઉત્તર એનો એજ મળ્યો.

રાધાનો મિજાજ ગયો. ઉઠીને એક ધબાકો માર્યો. મમરાનો વાડકો એક બાજુએ પડ્યો. માંહેના મમરા ચારે બાજુએ વેરાયા. " લૂચ્ચા કેટલી વાર કહ્યું કે કોઇ બોલાવે તો રડીએ નહિ. ચલ આમં આવ " ચીચોટિઉં પકડીને રાધાએ તેને ખેંચ્યો.

આ સ્નેહાળ માતાને ઇશ્વરે અત્યાર આગમચ ત્રણ જીવાત્માઓ સોંપ્યા હતા !

કાન્તા દિક્મૂઢ થઇ ગઇ ! મેં વળી ક્યાં એને બોલાવ્યો એમ પશ્ચાતાપ થયો. તે ઉઠી. છોકરાને હાથમાં લીધો. રડતો રાખવા પ્રયત્ન કરવા લાગી. ભીંતપર સામી બાજુએ એક છબી ટાંગેલી હતી. છેલ્લામાં છેલ્લી ઢબનાં વસ્ત્રોમાં સજ્જ થએલો અને ઘરમાં કદી નહિ બેઠો હોય એવી રીતે ખુરસી પર બેઠેલો નરેન્દ્ર એ તકતામાં શોભતો હતો. " જો આ મામાજી ખરાકે ? "

પણ રૂદન કાંઇ એકદમ રહે ? બેચાર વાર ઢોલ છકકડ થાય ત્યારેજ છાનાં રહેવાય એવી તેની ટેવ હતી.

" બોલાવું મામાજીને ? રહે છે કે છાનો. ? " કાન્તા ગાજી. " નરેન્દ્ર આવતો બચુ તોફાન કરેછે."

નરેન્દ્ર આવ્યો. બચુને લેવા જતો હતો. પણ અચક્યો. " વ્હેન આ કોણ–." પુછી જવાયું. અવિવેક થયાનું ભાન થતાં પહેલાંતો પ્રશ્ન ઉચ્ચારાઇ ગયો હતો.

" કેમ નથી ઓળખતો ? રસિકલાલ મામલતદારની છોકરી કાન્તા. નહિ તે દિવસે આ વાત કરતી હતી તે."

કાન્તાએ સુરેન્દ્રને હેઠે મુકી દીધો હતો, અને સહજ દૂર ખસી શરમાતી ઉભી હતી.

નરેન્દ્રએ એને નખશિખ જોઇલીધી, પરંતુ બેદરકાર હોય એવો દેખાવ કરી કેમ જાણે ઘરમાં ભાઇ વ્હેન અંગ્રેજીમાંજ વાત નકરતાં હોય અને આટલી વાત ભૂલથી ગુજરાતીમાં થઇ ગઇ હોય તેમ કહ્યું I see. (હું. સમજ્યો.)

નરેન્દ્રે બચુને લઇ લીધો, સમજાવ્યો, જરા ધાંટો પાડયો, એક લપડાક લગાવી જરા ઉંચે ઉછાળ્યો, મેલ્યો; ગલીકરી અને છાનો રાખ્યો. છેલ્લાં ગજવામાંથી એક બેઆની કાઢી બાઉ લાવવાને આપી.

" ભાઇ તું એને લાડ ન કરતો. બેઆનીશી !"

" એવી તો બેઆનીઓ કાંઇએ નાખી દઇએ છીએ. It is nothing (એમાં કંઈ નહિ.)

એટલામાં ચ્હાનો વખત થયો. રાધા ચ્હા કરવા ગઇ. નરેન્દ્રને દહાડામાં ચાર વાર ચ્હા જોઇતી. સવારે, બપોરે, અને સાંજે ઘરમાં અને એકાદવાર હોટેલમાં. તે ઉપરાંત મિત્રોને ત્યાં મળે તેનો દરરોજના બજેટમાં સમાવેશ નહોતો થતો.

રાધા ચ્હા કરવા ગઇ એટલે નરેન્દ્ર બચુને લઇ પોતાના ઓરડામાં ગયો. એક દિલરૂબા ભીંત પર હતું તે ઉતાર્યું અને તાર તનતન કરી વગાડવાનું શરૂ કર્યું.

સ્હા કરતાં કરતાં રાધાના મુખ પર સંતોષનું હાસ્ય રમી રહ્યું.

એટલામાં રસ્તામાંથી બુમ પડી, " કાન્તા ચાલ, " અને તેની સાથે ળાબેને ઓરડામાં પ્રવેશ કર્યો.

" રાધા, કયાં ગઇ?"

' ચ્હા કરવા ગયાંછે.' કાન્તાએ કહ્યું. બારીએ ગઇ અને 'આવી ' ો માતાને ઉત્તર આપ્યો.

ના મા. ચ્હા થાય છે ને આમ જવાયકે. આવો જયાબ્હેન રાધાએ ા મુકીછે. પીને જજો.

ના બહુ મોડું થઇ ગયુંછે.

કમળાએ ઘણો આગ્રહ કર્યો અને આખરે જયાબ્હેનને તેના ામંત્રણનો સ્વીકાર કરવો પડયો.

નરેન્દ્ર મુંબાઇ યુનિવાર્સિટિનો પદ્વિધારક હતો. પુસ્તકો નો પાઠ ી કરીને તે પાસ થયો હતો. પરંતુ એ કાર્યમાં બુદ્ધિ કરતાં સ્મૃતિની દને વધારે મદદ મળી હતી. બુદ્ધિવિકાસ અને વૃદ્ધિને અંતે જે દરેલ ું અને ગાભીર્ય આવવાની આપણે આશા રાખીએ તેનો અંશ રખો પણ એનામાં નહોતો. વર્ડઝવર્થ, અને શેલિ, કાલિદાસ વિગેરેની તિઓનો અભ્યાસ કર્યો હતો પરંતુ તેની રસિકતાનો વિકાસ થયો હોતો; સટે ગ્રામ્યતા પોષાઇ હતી. જે કાવ્યો સંસ્કારી હૃદયોનું મંથન કરી ાખેછે, તેમાં ભાવનાઓ પુરેછે, ચારિત્ર્ય ઘડેછે, વખતે જીવનનું પાંતર કરી નાખેછે તેના પર એ પરીક્ષાને સારૂ ટીકા કરી શકતો પરંતુ ાનો રસ ઝીલી શકયો નહોતો. બી. એ. થયાને બે વર્ષ થયાં હતાં, રંતુ તે અરસામાં ગુજરાતી કે અંગ્રેજી કે સંસ્કૃત એકે સાહિત્યનું હજ પણ સેવન કરવાનો તેણે અભ્યાસ કર્યો નહોતો–સિવાયકે હીલરની રેલ્વે સ્ટેશનોની દુકાનો પર મળતી છૂપી પોલિસની વાર્તાઓ, ે દૈનિક વર્તમાન પત્રોમાં છપાતી વાર્તાઓને સાહિત્ય ગણીએ. હુ બોલવું, પ્રસંગાપ્રસંગનો વિચાર કર્યા વિના ખડખડ હસવું, ફેશનબઝ' કપડાં પહેરી ફરવું, એમાં તે મ્હોટાઇ સમજતો; સ્ત્રીઓ એકઠી થઇ હોય ત્યાં વિના કારણે કારણ શોધી જવું અને તેમાં ભળવું એને તે ોી બહુમાન સમજતો.

પિતાએ અને માતાએ શોધેલી સ્ત્રીના પર સ્નેહ ઉત્પન્ન થાયજ નહિ એવી તેની દ્રઢ માન્યતા હતી, અને તેની પંદર વર્ષની બાળપત્નિ જો સ્ત્રીઓને પ્રસુતિ પછી થતા મંદવાડનો ભોગ થઇ પડી નહોત તો ત્હેના કોમળ રસિક હૃદયને કેટલા આઘાત ખમવા પડતે એ કહી શકાય નહિ !

લાંબા લાંબા અર્થવાળાં કે અર્થ વિનાના નામો ધારણ કરી જે નાટક કંપનીઓ કહેવાતા કવીઓની કૃતિઓની ધારા સતત સમાજના હૃદયોમાં રેડયાં કરેછે તેમાની એકાદ બેના છેલ્લામાં છેલ્લા ખેલોનાં ગાયનો દિલરૂબામાં **નરેંદ્રએ** ઉતાર્યાં અને લલકાર્યાં. બહારના મંડળે તેનું સંગિત સાંભળ્યું હશે અને તે ગમ્યું હશે એમ માની સંતુષ્ટ થયો અને દિલરૂબા મુકી બહાર આવ્યો.

કોઇ વિજયી યોધ્ધો રણક્ષેત્રમાં અપ્રતિમ પરાક્રમો કરી ઘેર આવે ત્યારે ત્હેના મુખ પર જે ગર્વની છાયા પ્રસરેછે તેવી **નરેન્દ્રના** લંબગોળ મુખપર પ્રસરી રહી હતી.

"આતો કાંઇ મીટિંગ ઝામી જણાયછે ને શું ?" **નરેન્દ્રએ** કહ્યું અને હસ્યો. "કેમ રાધા બ્હેન ન્હા કરી કે નહિ. કેટલી વારછે ? મ્હારે જરૂરનું કામછે. બહાર જવુંછે. મેતો આટલી વારમાં બેવાર કરી નાખી હોય."

કાન્તા જોઇજ રહી; વિસ્મયના સાગરમાં ડૂબી.

"બહુ ગરબડીઓ." કમળાએ સંતોષ પૂર્વક કહ્યું. અને જયાબ્હેન તથા કાન્તા સામુ જોયું.

(અપૂર્ણ.)

---

આ પુસ્તક મુંબઈ, કોટ, બેંક સ્ટ્રીટ, મેરીન ક્રોસ લેનમાં આવેલા
ભારત-સેવા પ્રેસમાં શા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપ્યું
અને મી૦ મોતીલાલ શારદાદાસ શર્માએ ૧૦,
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈમાં પ્રસિધ્ધ કર્યું છે.

આજેજ મંગાવો:-




ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ

ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરી છે.

ગુજરાતના સમર્થ વિદ્વાનો તેમજ વર્તમાનપત્રોએ વખાણેલું આ[illegible]ત્તમ પુસ્તક. રસિક ભાષામાં લખાયેલું આ પુસ્તક દરેક [illegible]રાતી ગૃહની લાઇબ્રેરીમાં રાખવા લાયક છે.

ઉત્તમ આર્ટ પેપર. સુંદર છપાઈ. ડઝન ઉપરાંત સુંદર ચિત્રો [illegible]ને મુખપૃષ્ઠની આ ચોપડીની કિંમત માત્ર ચાર આના [illegible]લ ખર્ચ જુદું.

[illegible]ળવાનું ઠેકાણું:—

રમણીક, અ. મહેતા.

કલ્યાણમોતી ચાલ નં. ૪. કાંદાવાડી, ગિરગામ, મુંબઈ.